श्रेष्ठि-देवचन्द्र-लालभातृ-जैन-पुस्तकोद्धारे-ग्रन्थाङ्कः-९४ ।

श्रीमज्जयानन्दसूरिशिष्याऽमरचन्द्रेण गुम्फिता

कलिकालसर्वज्ञ-श्रीमद्धेमचन्द्राचार्यविहित-

# श्रीसिद्धहेमचन्द्र-शब्दानुशासन-बृहद्वृत्त्यवचूर्णिः ।

## ( बृहद्वृत्तिदुर्गपद-विवरणम् )

( नवपादीं यावत् )



संपादन-संशोधनकर्ता च—

पंन्यासपुङ्गवः-श्रीमच्चन्द्रसागरगणिवरः ।



प्रसिद्धकर्ता—

मोतीचन्द्र मगनभाई चोकसी, कोशस्यैकः कार्यवाहिकः



स्थानं—

श्रेष्ठि दे० ला० जैनपुस्तकोद्धारागारः । बडेखान् चकला, गोपीपरा, सूरत ।

इदं पुस्तकं सूर्यपुरनिवासि-मोतीचन्द्र मगनभाई-चोकसीत्यनेन भावनगर-दाणापीठ-महोदयमुद्रणालये गुलाबचन्द्र लल्लुभाई शाहद्वारा मुद्रापयित्वा प्रकाशिता ।





भगवद्वीरसंवत् २४७४ । विक्रमसंवत् २००४ । शालिवाहनशाके १८७० । ई० १९४८ ।

मूल्यम्-रूप्यपञ्चकम्

प्रथमं संस्करणम् ।  प्रति-५००

::: PRINTED BY :::

*Gulābchand Lallubhāi Shāh*

:: AT ::

*The Mahodaya P. Press*

*BHAVNAGAR*



*published by*

Motichand Maganbhāi Choksi

*for*

Sheth Devchand Lālbhāi Jain Pustakoddhār Fund

*at the*

Sheth Devchand Lālbhāi Jain Dharmashālā

*(Shree-Ratnasāgar Jain Boarding House)*

*Badekhān Chaklā, Gopipurā, SURAT.*



ब्लोक मुनिश्री गुणसागरजीए आपवा कृपा दाखवी छे.

**शेठ देवचंद लालभाई जैन-पुस्तकोद्धार फंड,**
**अने श्रीआगमोदयसमिति-संस्थापक,**

आगमोद्धारक, आगमवाचनादाता, आगमदिवाकर,
शैलाना-नरेश-प्रतिबोधक;
आचार्य महाराज **श्रीआनंदसागर-सूरीश्वर**-संस्थापित
पादलिप्तपुरीय **श्रीवर्द्धमान-जैन-आगममंदिर.**



**खातमुहूर्तः**-वि० सं० १९९४ वैशाख-कृष्ण-सप्तमी-मंदवासरे.
**अंजनशलाका**-वि० सं० १९९९ माघ-कृष्ण-द्वितीया-सोमवासरे
ता. २२-२-१९४३
**प्रतिष्ठा**-विक्रमसंवत् १९९९ माघ-कृष्ण-पंचमी-गुरुवासरे
ता. २५-२-१९४३

Sheth Devchand Lālbhāi Jain Pustakoddhār Fund Series, No : 94

# AVACHŪRṆI OF SIDDHA HEMACHANDRA SHABDĀNUSHĀSAN BṚIHAT VṚITTI

(Durgapads of Nine Pādās.)

*Avachūrṇi by*

Shree Amarachandra

Composed in V. S. 1264



*Edited by*

Paṇnyāsa Shree Chandrasāgar Gaṇi

*In V. S. 2003*



Vikram Era 2004 ] Price Rs. 5/- [ Christian Era 1948

## *Sheth Devchand Lālbhāi Jain Pustakoddhār Fund*

## शेठ देवचंद लालभाई जैन-पुस्तकोद्धार फंड,

## श्रीजैन-आनंदपुस्तकालय-सुरत

## श्रीआगमोदयसमिति अने

पादलिप्तपुरीय **श्रीवर्द्धमान-जैन-आगममंदिर** संस्थापक

आगमोद्धारक, आगमवाचनादाता, आगमदिवाकर, शैलाना-नरेश-प्रतिबोधक;

जैनाचार्य श्रीमद्-**आनंदसागर-सूरीश्वरजी.**



जेओश्रीनी आजीवन-अद्वितीय '**आगमसाहित्यसेवा**' नुं

सौ कोई अभिवादन करे छे.

जन्म-कपडवंज संवत् १९३१, दीक्षा-लींबडी संवत् १९४७, पन्न्यासपद-राजनगरे

संवत् १९६०, सूरिपद-सूर्यपूरे संवत् १९७४

निर्णयसागर प्रेस, मुंबई.



# ॥ सादर-समर्पणम् ॥



अयि महानुभावास्तपोगच्छगगनमार्तण्डाः ! सैद्धान्तिक-तार्किक-वैयाकरण-सिद्धान्तचक्रवर्तिनः ! अविरतशास्त्रसंशोधनकर्मनिरताः ! निखिलमुनिमण्डलागम-वाचनादातारः ! श्रीसिद्धक्षेत्रतीर्थे (आदर्श)शिलायां सूर्यपूरे त्वचिरादेव ताम्रपत्रेषु श्रीवर्द्धमानजैनागमशास्त्रारोहकर्त्तारः ! शैलानानरेशप्रतिबोधकाः ! पुण्यस्मरणीयाः ! बहुश्रुतागमोद्धारकागमदिवाकराचार्यवर्याः !

**पूज्यपादाः १००८ श्रीमदानन्दसागरसूरीश्वराः !**

तत्रभवतां भवतां सदुपदेशाद्-अद्ययावत्प्रकाशित-प्राकृत-संस्कृत-गौर्जरी-आङ्गलीयादिविविध—'मूर्त्तिपूजक-जैनश्वेताम्बर-आगमादि'— शास्त्रसिद्धान्तग्रन्थकलापः 'श्रेष्ठि देवचन्द्र लालभ्रातृ' इत्यभिधानः 'जैन-ग्रन्थोद्धारकोशागारः' आगमप्रकाशनकारिणी श्रीमती 'आगमोदयसमिति'नाम्नी संस्था च प्रादुर्भूय महोपकारकं प्रकाशनकार्यं सततं कुर्वातेतराम्, एवंगुणविशिष्टानां अत एव परोपकार-प्रवणानां तत्रभवतां पवित्रकरकमलेषु सानुनयं समर्प्यतेऽस्माभिरिदं

**कलिकालसर्वज्ञभगवच्छ्रीमद्धेमचन्द्राचार्यप्रणीतश्रीसिद्धहेमचन्द्र-शब्दानुशासनबृहद्वृत्त्यवचूर्णि(दुर्गपद-विवरण)नामकं ग्रन्थरत्नं**

स्वीकुर्वन्तु चास्मदुपरिसततं दयावारिधयो भवन्त

इति सप्रश्रयं विज्ञपयित्वा वयं विरमामः।

| मोहमयी, इस्वी० १९४७<br>विक्रमसंवति २००४ तमे<br>कार्तिकमासे पूर्णिमायां<br>शुक्रवासरे. | भवदीयचरणेन्दीवरे मिलिन्दायमानाः—<br>'चोकसी'त्युपाह्वो मगनभाईतनुजो मोतीचन्द्रः<br>श्रेष्ठि देवचन्द्र लालभाई जैनपुस्तकोद्धार-कोशागारस्य<br>अन्ये माननीयसञ्चालकाश्च. |
|---|---|



# ॥ સાદર-સમર્પણ ॥

શ્રીમત્તપાગચ્છગગનનભોમણિ સ્વપરસર્વસિદ્ધાન્તચક્રવર્ત્તિ, સકલવ્યાકરણ-સાહિત્યદર્શનાદ્યાચાર્ય, અવિરતશાસ્ત્રસંશોધનકાર્યતત્પર, સમસ્તસાધુસમૂહ આગમવાચનાદાતાર, શ્રીસિદ્ધક્ષેત્રતીર્થે આરસપાષાણે તથા સૂર્યપુરનગરે તામ્રપત્રે શ્રીવર્દ્ધમાનજૈનાગમશાસ્ત્રસંસ્થાપક, પુણ્યસ્મરણીય, શૈલાનાનરેશપ્રતિબોધક—

**આગમોદ્ધારક-આગમદિવાકર-પૂજ્યપાદ-આચાર્યવર્ય ૧૦૦૮**

## શ્રીમદ્ આનન્દસાગરસૂરીશ્વરજી

કે જેઓશ્રીના સદુપદેશથી

**શેઠ દેવચંદ લાલભાઇ જૈન પુસ્તકોદ્ધાર ફંડ**

તથા

**શ્રીમતી આગમોદય સમિતિ**

નામની બે અજોડ પુસ્તક પ્રકાશન-સંસ્થાઓ અસ્તિત્વમાં આવી છે અને જેઓશ્રીના અવિરત પ્રયાસ અને પરમ કૃપાદૃષ્ટિ તળે અનેક પ્રાકૃત-સંસ્કૃત-ગુર્જર-આંગ્લ-ગિરાના જૈનશ્વેતાંબર-મૂર્ત્તિપૂજક-આગમ-શાસ્ત્ર-સિદ્ધાન્ત ગ્રન્થો આજ પર્યન્ત અસ્ખલિતપણે પ્રકાશિત કરવા પામી છે, તે,—

**પ્રાતઃસ્મરણીય પુણ્યપુરુષનાં પવિત્ર કરકમળમાં**

અમારા મહત્પુણ્યોદયે આ સંસ્થાદ્વારા ગ્રંથાર્પણનો અમને પ્રથમ પ્રસંગ પ્રાપ્ત થતો હોવાથી, **કલિકાલસર્વજ્ઞ-ભગવાન્-શ્રીમદ્હેમચન્દ્રાચાર્ય-વિરચિત શ્રીસિદ્ધહેમશબ્દાનુશાસનબૃહદ્વૃત્તિની નવ પાદપર્યન્તની અવચૂર્ણિ** ( દુર્ગપદવિવરણ )અમો વિનમ્રપણે સમર્પણ કરતાં આંતરાહ્લાદ અનુભવીએ છીએ.

મુંબઇ, નવેમ્બર ૧૯૪૭
વિક્રમ સંવત્ ૨૦૦૪
કાર્ત્તિકી પૂર્ણિમા, શુક્રવાસરે.

**મોતીચંદ મગનભાઇ ચોકસી**
તથા
અન્ય માનાર્હ-સંચાલકો,
**શેઠ દે૦ લા૦ જૈન પુસ્તકોદ્ધાર ફંડ.**

## आगमोद्धारक



सुरत श्रीवर्धमान-जैन-ताम्रपत्र-आगम मंदिरनी प्रतिष्ठा करी श्रीमाणिक्यसागरसूरि सह उपाश्रये पाछा पधारता

व्यासंग



॥ पार्लेश्वर-प्रभुः-श्रीचिन्तामणिपार्श्वनाथो विजयतेतमाम् ॥

# પ્રસ્તાવના.

શેઠ દેવચંદ લાલભાઈ જૈન પુસ્તકોદ્ધાર ફંડમાંથી 'ગ્રંથાંક ૯૪' તરીકે મૂળ અને સ્વોપજ્ઞ બૃહત્વૃત્તિકાર કલિકાલસર્વજ્ઞ ભગવાન્ શ્રીમદ્ હેમચંદ્રાચાર્યવિરચિત શ્રીસિદ્ધહેમચંદ્રશબ્દાનુશાસન-બૃહદ્વૃત્તિ ઉપરનું **શ્રીમદ્ અમરચંદ્ર મુનિ** વિરચિત માત્ર નવપાદનું જ પ્રાપ્ત થયેલ દુર્ગપદોનું વિવરણ-અવચૂર્ણિ પ્રસિદ્ધ કરવા અમો ભાગ્યશાળી થયા છીએ.

આ ગહન વિષયવાળા ગ્રંથના અંત ભાગોમાં 'ગ્રન્થાંક ૯૨' છપાયેલ છે, અને ૯૨ મા અંક તરીકે જ પ્રસિદ્ધ કરવાના હતા; પરંતુ આ ગ્રન્થ તૈયાર થવા પૂર્વે આ સંસ્થા તરફથી '**શ્રી અભિધાનચિંતામણિકોશાદિ-પંચ**' અને '**જૈનકુમારસંભવ સટીક**' એ બે ગ્રંથરત્નોને અંક ૯૨ અને ૯૩ તરીકે પ્રસિદ્ધ કર્યા હોવાથી આ મહાન્ ગ્રંથને અંક ૯૪ તરીકે પ્રસિદ્ધ કરવાની અમો ફરજ માનીએ છીએ.

વ્યાકરણવિષયના આ ગ્રન્થનું સમ્પાદન અને સંશોધન [1]આયંબીલ તપ, [2]નવપદ-

---

**૧ આયંબીલ તપ**—એકજ વારનું છયે વિગયો ઘી-ગલપણ-તેલ-દહીં-દૂધ તથા કડા વિગય એટલે તળેલું અને લીલવણ એટલે શાકભાજી ફળ-ફળાદિ વિગેરેથી રહિત એવું, લૂખું ફક્ત ધાન્ય-ભોજન, એક જ સ્થળે સ્થિર રહીને એક જ વખત દિવસના જ જમવું તે.

**૨ નવપદ આયંબીલ ઓળી તપ**—આસો શુદ સપ્તમી અને ચૈત્ર શુદ સપ્તમીથી બંને પુનમો સુધી લાગટ નવે દિવસ ઉપર મુજબ લૂખું વ્રત કરવું તે. એ નવે પદોના યંત્રની આઠ પાંખડીવાળા કમળદળની રચના નીચે મુજબની હોય છે, અને તે તે દિવસોએ તે તે પદનું વિધિ-વિધાન સહિત અહોરાત્રિ તેનું આરાધન કર્મક્ષય માટે કરાય છે. ઓળી-પંક્તિ. ઓળાઓળ.

**ચતુષ્કોણ યંત્ર.**

| ૯<br>તપપદ | ૨<br>સિદ્ધપદ | ૬<br>દર્શન શ્રદ્ધા |
|---|---|---|
| ૫<br>સાધુ | ૧<br>અરિહંત પદ | ૩<br>આચાર્ય |
| ૮<br>ચારિત્રપદ | ૪<br>ઉપાધ્યાય | ૭<br>જ્ઞાનપદ |




નવે ગ્રહોમાંથી પણ જે જે ગ્રહોની અનિષ્ટ પીડાઓ પૂર્વકર્મના ઉદયથી ઉત્પન્ન થઇ હોય, તેઓને તેની પીડાઓ નિવારવા માટે પણ ઉપરોક્ત પદોનું આરાધન અતિફલદાયી છે. કારણ કે-સામા-

આયંબીલ ઓળી તપ અને [3]વર્દ્ધમાન આયંબીલ તપની ઓળીના પરમ-આરાધક, વ્યાકરણના અભ્યાસી, શ્રીસિદ્ધહેમવ્યાકરણ ઉપર આનંદપૂર્વક શીઘ્ર બોધ થાય એવી [4]**'આનંદબોધિની'** નામની નવી ટીકાના રચયિતા પરમપુનીત પંન્યાસપ્રવર **શ્રીમચ્ચન્દ્ર-સાગરજીગણિવરે** કરી આપેલું હોવાથી અમો એઓશ્રીના અત્યંત ઋણી છીએ.

ગ્રન્થ, વિષય અને ગ્રંથકારો સંબંધી સમ્પાદક-સંશોધક પન્ન્યાસપ્રવર-શ્રીચન્દ્ર-સાગરજી મહારાજે શ્રમ સેવ્યો હોવાથી અત્રે લંબાણ કરતાં નથી.

વર્ત્તમાનમાં પૂર્વે છપાવેલ વીતરાગ સ્તોત્ર મૂલ અવચૂર્ણિ-વિવરણ, મૂલના ભાષાંતર સાથે તેમજ શ્રાદ્ધવિધિ ગ્રંથના ભાષાંતર વિના કોઇપણ કાર્ય પ્રેસમાં ચાલુ નથી. તેમજ કાગળની કવોટા-પરમીટ વિના તુરતમાં નવીન કાર્ય ચાલુ કરવાની સ્થિતિમાં પણ આ સંસ્થા નથી.

માખરીયા હાઉસ.
(પશ્ચિમ) સેન્ડહર્સ્ટ રોડ
ગીરગામ, મુંબઇ ૪.
સં. ૨૦૦૪ કાર્ત્તિક વદ પ્રતિપદા
શનિવાર

લી૦ મેનેજીંગ ટ્રસ્ટી.
**મોતીચંદ મગનભાઇ ચોકસી.**
પોતે અને બીજા ટ્રસ્ટીઓ વતી
તા. ૨૯ નવેમ્બર ૧૯૪૭

---

ન્યત: શાસ્ત્રો અને વૈદક ગ્રન્થોમાં પણ એવો નિયમ છે કે-કાં તો પીડાઓ દુઃખ ભોગવીને અશાતા-વેદનથી નિવારવી, યા તો દર્શન, જ્ઞાન, ઉજ્જવલ ચારિત્ર અને તપ-જપના સેવનવડે શાતા-વેદનથી નિવારવી. નવે ગ્રહોની પીડાનું નિવારણ ઉપલા નવે પદોના આરાધનવડે દૂર કરાય છે. તથા પૃથક્ પૃથગ્ ગ્રહોની પીડાનું નિવારણ, ગ્રહોના જાપો કહ્યા છે તે તે સંખ્યામાં ભાવપૂર્વક આ મુજબ કરાય છેઃ—

| | | |
|---|---|---|
| રક્તવર્ણી | રવિ અને મંગળની—સિદ્ધ પદના આરાધનથી | |
| શ્વેતવર્ણી | ચંદ્ર અને શુક્રની—અરિહંત પદના | ,, |
| લીલવર્ણી | બુધ ગ્રહની—ઉપાધ્યાય પદના | ,, |
| પીતવર્ણી | બૃહસ્પતિની—આચાર્ય પદના | ,, |
| નીલવર્ણી | શનિ, રાહુ અને કેતુની—સાધુ પદના | ,, |

૩ **શ્રી વર્દ્ધમાન આયંબીલ તપ**—શરૂઆતમાં પહેલા એક આયંબીલ પછીના એક ઉપવાસથી માંડીને અનુક્રમે વધતાં વધતાં પાંચ આયંબીલ અને ૧-૨-૩-૪-૫ વખતના આયંબીલોના આવતા પાંચ ઉપવાસોની મળી લાગટ વીસ દિવસની તપશ્ચર્યા (વીસ દિવસની લાગટ તપશ્ચર્યા તે, શ્રી વર્દ્ધમાન આયંબીલ તપ ઓળીના પાયારૂપ છે.) એ પછી અનુકૂલતાએ છ આયંબીલ અને ઉપવાસ, સાત આયંબીલ અને ઉપવાસ એમ વધતે વધતે છેવટે સો આયંબીલ અને ઉપવાસ સુધીની તપશ્ચર્યા કરવી, તે વર્દ્ધમાન તપ ઓળી.

આવી ચડતી ઓળી પૂરી કરનારાઓ આજે ઘણા ભાગ્યવાનો જાણીતા છે. નેવુ નેવુ ઓળી સુધી પહોંચેલા પણ આજે ઘણા પુણ્યશાલી તપસ્વીઓ જોવામાં આવે છે. જૈનોની તપશ્ચર્યા હંમેશા બ્રહ્મચર્યાદિ પાળવાપૂર્વકની જ હોય છે, અને રાત્રિભોજન જૈનોમાં સર્વથા હોતું જ નથી.

૪ આનંદબોધિની ટીકાનો છ પાદ પર્યન્તનો પ્રથમ ભાગ અન્યત્ર છપાઇને પ્રસિદ્ધ થયો છે.

आगमोद्धारक – आगमदिवाकर – श्रीमदानन्दसागर – सूरीश्वराणां हस्तलिपिस्वरूपा नाद्योवधिप्रकाशितद्वात्रिंशिकायाः प्रतिकृतिः ॥

(स्याद्वादनाथ नीशकः)

इन्द्राणां विंशतिर्दीप्रा नरवैद्वराः निशादीश्वर। नम्रमौलिरईन् स्तात् भव्यानां विघ्नहृन्नहम् ॥१॥
नयाः परस्परं घ्नन्ति मत्सराध्मातचेतसः। स्यात्पदेतान् समायोज्य मैत्र्यां युक्ताः समे ईशा ॥२॥
विशेषवादिनं सामान्यवादिनोऽन्योऽन्यमाहति। दधुर्विशेषसामान्यमयं वस्तु जगौ जिनः ॥३॥
क्रियावादीमते वादं हन्ति वादो मतेः क्रियां। ज्ञानक्रियाभवं मोक्षं जिन आह विरोधहृत् ॥४॥
हिनस्ति सद्वचोऽविद्यमानवादी तकं च तत्। सदसदात्मकं कार्यं प्रज्ञान् मैत्र्यां न्यवीविशत् ॥५॥
कार्यकारणनाशेन तदेव तद्द्वयस्य सं। आमध्यान्तौ योजितौ भेदाभेदेन हेतुकार्ययोः ॥६॥
केचिन्नित्या अनित्याश्च मतेऽर्थाः कस्यचित् पुनः। नित्यानित्यान् समानाख्यात् जिनः सम्पूर्णपर्यवित् ॥७॥
निश्चयं व्यवहारस्तं व्यथते स च निश्चयं। परस्परसमावेशं तीर्थाधारं जिनोऽवदत् ॥८॥
आर्थान्नयान् नयाः शाब्दा घ्नन्ति ते घ्नन्ति चैतकान्। उभयान् सर्वगानाख्यज्जिनः स्याद्वाददेशकः ॥९॥
नैगमं संग्रही नीतिस्ताह न्ति व्यवहारिणी। पारंपर्येण दृष्टेति मतं सर्वनयात्मकं ॥१०॥
अभिलाप्यं तथा नेति जगुर्वस्तु परेऽबुधाः। उभयात्मकतोऽर्थानां जगादे जगद्गुरुतमैः ॥११॥
पर्यायो नाम कराणि द्रव्यं भावश्चोचिरे। स्वतन्त्राः सव्यपेक्षास्तु ता नाह जगदीश्वरः ॥१२॥
पर्यायान् सत आचष्टे परे सत उदित्वरः। मुनिः स्वतः सतोऽन्यस्मादसतः सर्ववस्तुषु ॥१३॥
नैवोत्पादमयं विश्वं न पुनर्विनाशकं च। ध्रुवं नोत्पादविगमध्रौव्यरूपं जगात्पुनः ॥१४॥
न दुःखी न सुखी जीवः सर्वथा सर्वधामसु। संसारिणा विचित्रे ताः सुखदुःखे स्वकर्मजे ॥१५॥
सान्ताः समे न चानन्ता अर्था भुवनगाः स्मृताः। अन्तानन्तमयं विश्वं वस्तु जिनपः ख्यातवान् ॥१६॥
साद्याः समे न चानाद्या अर्था भुवनगामिनः। आद्यनादिमयं सर्वं जगादीशो जगत्पतिः ॥१७॥
एकात्मकं जगत् सर्वं मन्यते केचिदन्ततः। अनेकरूपं तच्चान्ये जिन एकेतरात्मकं ॥१८॥
मतौ सर्वजगद्योग्यमयोग्यं मन्यतेऽपरे। योग्यायोग्यमयाः सर्वे भविन इति जैनवाक् ॥१९॥
आत्मा ज्ञानमयः कैश्चित् कैश्चिदुक्तः क्रियामयः। अतन्नैः पर्ययैर्वाद्यं सर्वं (स्ति) वस्तु यथार्थवाक् ॥२०॥
हिंसाऽघाय मता कैश्चित् परैः स्वर्गायिका च न। यथा भाव(मथ) पुण्यं निर्जरेति जिनेशगीः ॥२१॥
मृषाद्या नरकायैव न तथेति च केचन। अनेकान्तेन वितता देशना जगदीश्वरैः ॥२२॥
क्रियाकृत्याय केषांचित् परेषां धिषणैव च। यथायोगं युगं चैतत् मन्यते मुनिकुञ्जरैः ॥२३॥
उक्रामतं जिनः सर्वे न तथेति परे पुनः। विचित्रा विश्वगा शक्तिरनेकान्तमते पुनः ॥२४॥
सूर्याचन्द्रमसौ स्थास्नू केचित् केचिद् भ्रमन्तौ। अगादेषु मतिं तेषां जगत्सर्वं चलाचलं ॥२५॥
असदुत्पद्यते नैव नैव सत् इति परे जगुः। सदसतोः समुत्पत्तिं मन्यते तत्त्ववेदिनः ॥२६॥
साकारमीश्वरं केचित् के निराकारवर्जितं। स्वीकुर्वन्ति मते जैने सहयात्मकतामितः ॥२७॥
भेदेनोपासनामेके परेऽभेदेन तं जगुः। यथा भूमिक्षमेऽयोते मतं जैनेश्वरं पुनः ॥२८॥
ईशोद्व्यस्तत्त्वे न त्यो भावे नेति तथा परे। यथायथं समाराध्य आराध्यो जैनगीः पुनः ॥२९॥
द्रव्यात्मकं समं वस्तु परे भावात्मकं परे। द्रव्यभावाविभेदेन (सर्वं) भेदे न चेति तथ्यवाक् ॥३०॥
स्वतोऽन्ते याः समे भावा इत्येके केचिदन्यथा। अन्वयव्यतिरेकेण वस्तूनां ज्ञानमाईताः ॥३१॥
जीवो वालाग्रपर्यादिमानः सर्वगतस्तथा। प्रतिपन्नो विचित्रस्त (आर्हता ज्ञानसूचिर) शरीराश्रित आर्हतैः ॥३२॥
अर्थाः सर्वे पर न यमतेः स्वीयसंकल्पतारत्न माध्यस्थ्यो [illegible] विघ्नवचनैः सर्वबोधप्रहीमेः।
उन्मूल्यानन्तकर्मशत्रुसमस्तं [illegible] तेन निखिलभुवनगाः च व्यानन्द सिद्धये ॥३३॥
इत्मति [illegible] द्वयं

# ॥ प्रास्ताविक-निवेदन ॥

सुरतनिवासी उदारचरित दानवीर स्व० शेठ देवचन्द लालभाई झवेरीना स्मरणार्थे स्थापन थयेल " शेठ देवचन्द लालभाई जैन पुस्तकोद्धार फण्ड " तरफथी प्रसिद्ध करातां ग्रन्थरत्नो पैकी प्रकाशन कराता आ ग्रन्थरत्ननो क्रमांक ९२ छे। आ ग्रन्थरत्ननुं नाम " श्रीसिद्धहेमचन्द्र-शब्दानुशासन-बृहद्वृत्त्यवचूर्णिः " छे। ग्रन्थना रचयिता श्री जयानन्दसूरीश्वरजीना विद्वज्जनमाननीय-शिष्य-मुनिश्री **अमरचन्द्र** छे। गीर्वाणभाषाना रसिक अभ्यासियोने अतीव उपयोगी थनारा आ ग्रन्थरत्नने अभ्यासियोना करकमलमां सहर्ष समर्पण कराय छे।

**प्रस्तुत प्रकाशननी ओळख—**

श्री सिद्धहेमचन्द्र-शब्दानुशासननी तत्त्वप्रकाशिका-टीकाना अखण्ड अभ्यासिश्रीजयानन्दसूरीश्वरजीना विद्वान्-शिष्य-मुनिप्रवर-श्रीअमरचन्द्रे स्वपरहितार्थे आ अवचूर्णि रचेली छे। आ ग्रन्थनी अन्तिमपंक्तिमां ' प्रथम पुस्तिका लिखिता ' एवा स्पष्ट शब्दोथी द्वितीय पुस्तिका लखी होय, लखवानी धारणा होय अगर लखतां लखतां अधूरी होय एवी वास्तविक कल्पनाओने अवकाश छे। परन्तु प्रकाशन थतां आ ग्रन्थमां ग्रन्थनी शरुआतथी त्रीजा अध्यायना प्रथमपादना अन्तिमसूत्र सुधीनी अर्थात् नव पादनी सम्पूर्ण-अवचूर्णि छे। त्यार पछीना सूत्रोनी अवचूर्णि ( तेओश्रीनुं लखाण ) वर्तमानकालीन विद्यमान ग्रन्थालयोमांथी प्रयत्न करवा छतां अद्यापि पर्यन्त प्राप्त थयुं नथी। ग्रन्थना अन्तिम भागमां रचयिताए रचनानो समय विगेरे नीचे मुजब जणावेल छे—

**आ ग्रन्थरत्ननो रचना समय—**

" संवत् १२६४ वर्षे श्रावण शुदि ३ रवौ श्रीजयानन्दसूरिशिष्येणाऽमरचन्द्रेणाऽऽत्मयोग्यावचूर्णिकायाः प्रथमपुस्तिका लिखिता। शुभं भवतु लेखकपाठकयोः।"

जैनाचार्योनी व्यवस्थित-लेखन कळाने अनुसरतां उल्लेखो ' गुजरातनो मध्यकालीन इतिहास ' नामना ग्रन्थमांथी जोइतां प्रमाणमां मळी आवे छे. चौलुक्य वंशना इतिहास साथे जैनाचार्योना नाना मोटा जीवनप्रसंगो वणायेलां छे। वि. सं. १०१७ थी वि. सं. १२९८ सुधी लगभग २७५ वर्ष उपरांतनो सोलंकी वंशनो राज्यकाल छे। सोलंकी वंशना मध्याह्न-कालमां कलिकालसर्वज्ञ-भगवाने जैनशासनना सिद्धान्तो अने अनुष्ठानोनो आस्वाद जगत्‌ने चखाड्यो छे तेथी ज तेओ माटे आखुं जगत् ऋणी छे. आथी ज अगीआरमी शता-

**आ ग्रन्थनी प्राचीनता—**

ब्दिना मध्याह्न–काळथी शरु करीने तेरमी शताब्दिना अन्तिम समय सुधीमां जैन साहित्यनुं साम्राज्य विशेषपणे प्रवर्तुं हतुं ए प्रमाणे ऐतिह्य–साधनो सारी रीते पुरवार करे छे । ते काळने साहित्यना सुवर्ण–समय तरीके साहित्यकारो प्रशंसे छे, ते सर्वथा उचित ज छे । ते तेजस्वि समयमां ज आ ग्रन्थनुं आलेखन थयेलुं छे । आ ग्रन्थनी प्राचीनता जणाववा पूरतां आ ग्रन्थनी ताडपत्रीय प्रतिना शरुआतना विभागनो एक अने अन्तिम विभागनो एक ए रीते बे श्लोको आपवामां आव्या छे, ते जोवाथी रचयितानुं नाम अने रचनानो समय विगेरे स्पष्ट जणातां होवाथी आ ग्रन्थनी प्राचीनता माटे विशेष पूरावानी जरूरत रहेती नथी–अर्थात् सातसो वर्ष उपरान्तना काळमां आ ग्रन्थ लखायेलो छे एटले रचनासमय पण लगभग ते ज हशे अगर होवो जोइए ए बे ने बे चार जेवी स्पष्ट वीना छे ।

**अवचूर्णिकारना समकालीन अभ्यासी लघुन्यासोद्धारकार-लघुन्यासकार—**

श्रीसिद्धहेमचन्द्रशब्दानुशासननी तत्त्वप्रकाशिका टीकानी आ अवचूर्णिना रचयिता अने विद्वज्जनमाननीय–लघुन्यासकार–मुनिश्रीकनकप्रभ ए बन्ने समकालीन हता अगर हशे, कारण के ते काळना समकालीन–अभ्यासियो पैकी आ बन्ने रचयिताओनी रचनामां विशेषपणे साम्यता दृष्टिगोचर थाय छे । आ अवचूर्णिनुं लखाण स्थळे स्थळे लघुन्यासना लखाण साथे ओछावत्ता अंशे मळतुं आवे छे; जेमके नमूना तरीके–"तदन्तं पदम्॥ १।१।२०॥" पद्यते–गम्यते कारकसंसृष्टोऽर्थोऽनेनेति पदम् । 'वर्षादयः' इत्यल् । नन्वन्तग्रहणं किमर्थं ? सत्यं,XXXXइत्यादि जे लखाण अवचूर्णिकारे आ सूत्रनी अवचूर्णिमां करेलुं छे, तेवुं ज लखाण अक्षरे अक्षर लघुन्यासकारे आ सूत्रना लघुन्यासमां करेलुं छे । विशेष जिज्ञासुए प्रथम मुद्रित सि० हे. श० शासन ग्रन्थमां लघुन्यास जोवो ।

विशेषतः अवचूर्णिकारे जे जे सूत्रोनी अवचूर्णि करी ज नथी ते ते सूत्रो 'अवचूर्णिस्थित-विषयप्रदेश' नामना प्रकरणमां जणाव्यां छे । ते प्रकरण समजवाथी अभ्यासियोने ख्यालमां आवशे के–अवचूर्णिकारे जे जे सूत्रो पर अवचूर्णि लखी ज नथी ते ते सूत्रो पर लघुन्यासकारे लघुन्यास पण प्रायः लख्यो नथी । अर्थात् प्रथमाध्यायना चार पादना–संज्ञा सन्धि अने नाम प्रकरणना जे २६ सूत्रो पर अवचूर्णि लखी नथी तेमांना फक्त॥ १।१।२३॥, १।२।१८।, १।३।३७॥,१।४।१४॥; अने १।४।६५॥ ए पांच सूत्रो पर लघुन्यासकारे स्थानपूरतुं लखाण करेलुं छे परन्तु बाकीना २१ सूत्रो पर तो अवचूर्णिकारनी माफक लघुन्यासकारे लघुन्यासने लेशभर आलेख्यो नथी ।

आ सम्बन्धमां पहेला अध्यायनी माफक बाकीना अध्यायना सूत्रोने तपासवामां आवे तो अवचूर्णिकारनी माफक लघुन्यासकारे पण ते ते सूत्रो पर लखेल न्यासने तुलनात्मकदृष्टिए तपासी शकाय ।

---

१ जुओ–भाषासाहित्य पृ० २९९ नं. ११ जैन ग्रंथावळी जैन श्वे० कॉ०

विशेषमां क्या क्या सूत्रमां अवचूर्णि अने लघुन्यासनुं साम्यपणुं छे ?, नव पादना सूत्रोमांथी अवचूर्णिकारे १०७ सूत्रो पर अवचूर्णि केम न लखी ?, ए १०७ सूत्रोमांना केटला सूत्रो पर लघुन्यासकारे लघुन्यास लख्यो ?, अवचूर्णिनी अने लघुन्यासनी विशेषताओ शी शी छे ?; विगेरे विगेरे प्रकरणोथी भरपूर लखाण हमारा तरफथी तैयार कराता 'तुलनात्मकदृष्टिए श्रीसिद्ध-हेमचन्द्रशब्दानुशासन' नामना निबन्धमां दरेक विषय स्पष्टीकरणपूर्वक आपवामां आवशे ।

नव पादना सूत्रोमांथी उपर जणावेला 'तदन्तं पदम्' ए एक ज सूत्र नहि पण अनेक सूत्रो तो अक्षरशः लघुन्यासने मळतां छे, अने केटलांएक सूत्रो ओछावत्ता प्रमाणमां लघुन्यासने मळतां छे ज्यारे थोडांक सूत्रोमां अवचूर्णिकारनी स्वतंत्र कल्पना अने स्पष्टीकरण मालूम पडे छे, तेवी ज रीतिए लघुन्यासाकारे पण केटलांएक सूत्रो पर स्वतंत्र कल्पना अने युक्तिपुरस्सरना बुद्धिवैभव देखाड्यां छे ते पण अत्यन्त प्रशंसनीय छे ।

अवचूर्णिकारनी १ स्वन्तत्र कल्पना, २ स्पष्टीकरण अने ३ प्रायोगिक चर्चा माटे अनुक्रमे प्रस्तुत प्रकाशनना पृ. ३ पं. १८ थी २८, पृ. ४ पं. १ थी ११; अने पृ. २८ पं. ८ थी २० सुधीनुं लखाण वांचवा अने विचारवाथी अवचूर्णिकारनी स्वतन्त्र कल्पना, अने स्पष्टीकरणपूर्वकनी प्रायोगिक–व्यवस्थाओनुं सुन्दर व्यवस्था–विज्ञान प्राप्त थाय छे ।

उपरना प्रसंगोनुं परिशीलन करनारने सहेजे समजाय तेवुं छे के–अवचूर्णिकार प्रथम थयेला हशे अने लघुन्यासकार पछी थया हशे ?, अगर तो बन्ने समकालीन अभ्यासियो हशे ?; आ प्रसंगनो यथाशक्य निर्णय तो निर्णीतभूत–अवचूर्णि अने लघुन्यासना रचनासंवत्, लेखनसंवत् अने तत्कालीन–संयोगोने तपासीने ज करवो जरुरी छे । आ प्रकरणमां बन्ने शास्त्रकारो समकालीन हता एटलुं समजीने हवे आपणे आगळ वधवा प्रयत्नशील थइए ।

**श्रुतज्ञानना साधनोनी अभिवृद्धि अने संरक्षण**

श्रुतज्ञानना साधनोनी दिन–प्रतिदिन अभिवृद्धि कर्या ज करवी अने प्राप्त थयेला अमूल्य साहित्यनुं संरक्षण करवुं ए शासनप्रभावनानुं अद्वितीय अंग छे । आ अवचूर्णिना रचनासमयने अने लेखनसमयने निहाळतां समजी शकाय छे के–आ ग्रन्थ लगभग ७३८ वर्षे आपणने दृष्टिगोचर थाय छे । पूर्वकाळनी सुन्दर लेखनपद्धतिथी ७००–८०० वर्ष उपरांतनी लखेली प्रतिओना दर्शन थाय ए ओछा आनन्दनो विषय नथी. परन्तु क्षणभर हास्य करीने अगर तो प्रशंसाना बे–चार वचनो बोलीने इतिकर्तव्यता मानी लेवामां आपणी मोटी भूल छे, कारण के पूर्वकालीन पुरुषोए तन–मन अने धननो सद्व्यय करीने अने करावीने नवा ज्ञानभंडारोनी स्थापना करी छे, जूना ज्ञानभण्डारोनो जीर्णोद्धार कर्यो छे; एटलुं ज नहि पण नवनवीन प्रतिओनुं आलेखन करावीने अपूर्व–अमूल्य–अलौकिक साहित्यनी वृद्धि करीने ते साहित्य खजानो आपणने समर्पण करीने जेम पोतानी फरज बजावी ले तेम तेओनी माफक आपणे पण फरज बजाववानी छे ।

मुद्रणकळाना मोहनीय-युगमां ज्ञानरसिक आत्माओ तन, मन अने धनद्वाराए हस्तलिखित ताडपत्रीय ग्रन्थो अगर कागळ पर लखेला ग्रन्थोनी प्रेसकोपिओ करी-करावीने प्रकाशन कर्ये जाय छे अने कराव्ये जाय छे। प्रकाशित थयेला ग्रन्थना लाभ लेनारा केटला छे ?, प्रकाशित थयेला ग्रन्थनो उठाव केटलो छे ?, वर्तमानमां ते प्रकाशननी जरुरत हती के नहि ?; विगेरे प्रश्नोना समाधानना ऊंडाणमां उतर्यां वगर मुद्रित-साहित्यना प्रकाशनमां जे झडपी वधारो थतो ज जाय छे तेमां एकंदरे लाभनुं पल्लुं ऊंचुं जाय छे के नीचुं जाय छे ते बाबतमां तो वधु विचार-विनिमय अने निर्णयात्मक विवेकनी जरुरत छे, छतां श्रुतज्ञानना साधनो प्रत्ये भक्ति दर्शावनाराओए अमुद्रित-मुद्रित ग्रन्थोने छपाववामां जे उत्साह वधार्यो छे तेटलो अगर तो तेथी पण वधु हस्तलिखित ग्रन्थोने साचववामां अने वधारवामां तन-मन अने धननो सद्व्यय करवानी अनिवार्य आवश्यकता छे।

साहित्यसंरक्षण माटेना नियमो अने योग्य सूचन अंगुलिनिर्देशरूपे अमे शास्त्र[1] प्रस्तावनामां करेलुं छे. छतां आ प्रसंगे लेखन पद्धतिनो वेग वधारवा पूर्वकालीन पुण्य पुरुषोनी जीवनचर्या नजर सन्मुख हरहंमेश राखी शकाय ते सारु यत्किंचित् सूचन करवुं योग्य गणाशे. श्री उपदेशतरंगिणी, श्री सुकृतसागर, श्री कुमारपाल प्रबन्ध, श्री प्रभावक चरित्र, श्री वस्तुपाल चरित्र, श्री कुमारपाल रास; अने श्री वस्तुपाल-तेजपाल रास विगेरे अनेक ग्रन्थोमां छूटी-छवायी मळी आवती विविध नोंधो उपरथी जणाय छे के-श्रुतज्ञानरसिक पूज्य श्रमण भगवन्तोना उपदेशथी राजा, महाराजा, मन्त्रीश्वरो अने श्रेष्ठिओए जिनागमश्रवण निमित्ते स्वर्गवासी स्वजनना कल्याणार्थे साहित्यवृद्धिना कोई पण शुभ निमित्तने आगळ करीने नव-नवीन साहित्यो लखावीने अथवा अस्तव्यस्त थवाना निमित्तने लीधे वेचवा आवनारा लहिया विगेरे पासेथी खरीद करीने अने करावीने ज्ञानभण्डारोने सुरक्षित राखवापूर्वक सुशोभित करेला छे। साहित्यरसिक-सिद्धराजे, दयावारिनिधि-कुमारपाळे अने शासनरसिक वस्तुपाळ-तेजपाळे ज्ञानभण्डारो कराव्यानी नोंध प्रसंगे मळी आवे छे।

राजाओए, मन्त्रीश्वरोए अने धनाढ्योए ज्ञानभण्डार कर्या छे, नवीन पुस्तकोनी प्रतिओ सेंकडो-हजारोनी संख्यामां लखावी छे; नमूना तरीके जूओ—

उपदेशतरंगिणी-ग्रन्थमां जणाव्युं छे के—

" श्री कुमारपालेन सप्तशतलेखकपार्श्वात् ६ लक्ष ३६ सहस्रागमस्य सप्तप्रतयः सौवर्णाक्षराः, श्रीहेमचन्द्राचार्यप्रणीतव्याकरणचरित्रादिग्रन्थानामेकविंशतिः प्रतयो लेखिताः।"

आवां आवां अनेकविध लखाणो नजरे पडे छे। आ प्रसंगने ख्यालमां राखी पूर्वपुण्य

---

१ जुओ-सि. है. श. शा०नो विभाग-प्रथम, शास्त्र-प्रस्तावना।

पुरुषोना पगले चाली ' महाजनो येन गतः स पन्थाः ' ए न्यायने अनुसरीने उद्यापन प्रसंगे वे–चार प्रतियो अगर दरेक वर्षे ज्ञान साधन वृद्ध्यर्थे प्रतिओ लखवा–लखाववानो रिवाज विशेषे चालु करवानी जरुरत छे।

"जाग्या त्यारथी सवार", "टीपे टीपे सरोवर भराय", "कांकरे कांकरे पाळ बंधाय"; ए कहेवतोने लक्ष्यमां राखी चतुर्विधसंघस्थित–अग्रगण्य व्यक्तिओ तन, मन अने धनने समर्पण करे; अने लेखनपद्धतिने वेग आपवा कटिबद्ध थशे तो भावि प्रजाना अन्तरना आशीर्वाद मेळववापूर्वक पुण्यानुबन्धिपुण्यना भण्डार भरी शकशे ए नग्नसत्य स्वीकारवा लायक छे. लेखनपद्धतिने वेग आपवा माटे आ अंगुलिनिर्देश योग्य सूचक वाक्यो छे, वधु जिज्ञासुओने उपरना ग्रन्थो वांचवा–विचारवानी भलामण करवामां आवे छे। विशेषमां रक्षण करनाराओए ग्रन्थोनुं शरदीथी, उंदरथी, उधइथी रक्षण करवुं जरुरी छे, चोंटी जता पुस्तकोने अने चोंटी गयेला पानांओने खोलवानी कळा वडीलो पासेथी शिखी लेवी जोइए, हस्तलिखित प्रतोमां गुंदरमिश्रित शाही होवाथी अने भेज लागवाथी चोंटी गयेला पानांओने छुटां करवामां खास करीने गुलालनो उपयोग विशेषपणे करवो जोइए। संरक्षणकर्ताओने उद्देशीने लेखकोए पण प्रायः हस्तलिखित ग्रन्थना अन्तमां केटलांएक संस्कृत पद्योद्वारा सूचना करेली होय छे, जेमके—

> जले रक्षेत् स्थले रक्षेद्रक्षेच्छिथिलबन्धनात्।
> मूर्खहस्ते न दातव्यं, एवं वदति पुस्तकम् ॥ १ ॥
> अग्ने रक्षेज्जलाद्रक्षेद्, मूषकेभ्यो विशेषतः।
> कष्टेन लिखितं शास्त्रं, यत्नेन परिपालयेत् ॥ २ ॥

आ उपरथी कहेवानुं एटलुं ज छे के–ज्ञानरसिक आत्माओए श्रुतज्ञानना साधनोनी वृद्धि थती रहे अने संरक्षणता वधे तेवा प्रबन्धो योजाया करे तो करनारा प्रत्ये भविष्यमां भाविप्रजाना भव्य–आशीर्वाद जरुर उभरायां करशे। प्राचीन ग्रन्थना थतां दर्शनने उद्देशी प्रारम्भेला आ प्रकरणने अत्र पूरुं करी हवे आपणे अवचूर्णिनी मूळ वात करीए।

**अवचूर्णि–ग्रन्थ–प्रकाशननी अनिवार्य–जरुरीयात.**

आ ग्रन्थ ताडपत्रीय–पत्रो पर आलेखन करायेलो छे, श्रीसिद्धहेमचन्द्र–शब्दानुशासनना सम्पादन प्रसंगे खम्भात मुकामेथी बीजा ताडपत्रीय ग्रन्थो साथे आ ग्रन्थ लाववामां आव्यो हतो, एनां पृ. १ थी २१८ छे। ए ग्रन्थ लखायांने ७३८ वर्ष उपरान्त समय थई गयो होवाथी एनी अवस्था तद्दन जीर्ण अने नाजुक निहाळीने 'एनुं मुद्रण करावबुं अत्यन्त जरुरनुं छे' एम लक्ष्यमां आव्युं, अने ते बाबतना प्रयत्ननी शरुआत करवामां आवी।

१–जूओ–श्रीशान्तिनाथताडपत्रीय–प्राचीन जैनग्रन्थभण्डार, खम्भात–डावडो नं. ११५।५।

ते अवसरे हमारुं चातुर्मास मुम्बई मुकामे गोडीपार्श्वनाथ जैन उपाश्रयमां हतुं तेथी आ ग्रन्थने प्रकट कराववानी वात मुम्बईमां रहेता शेठ दे. ला. जैन पु. फण्डना ट्रस्टी स्व. शेठ नेमचन्द अभेचन्द झवेरीने समजावतां तेओए अमारी वात स्वीकारीने उपरोक्त वीना फण्डना वीजा ट्रस्टीओ पासे पण मंजुर करावी। त्यार पछी आ ग्रन्थनी प्रेसकोपी करावीने छपाववानी शरुआत करावी ते लगभग चार वर्षे बहार पडे छे। आ ग्रन्थनी ताडपत्रीय प्रति मेळवी आपनार खम्भातनिवासी सुश्रावक मूलचन्द बुलाखीदास तथा मोहनलाल दीपचन्द चोकसीए अने प्रकाशन-करनार दे. ला. फण्डना ट्रस्टीओए अखंड पुण्य उपार्जन कर्युं छे अने भविष्यमां आवां आवां प्राचीन साहित्यने मेळवी आपीने प्रकट कराववामां यथाशक्ति मददगार बनीने पुण्यना भण्डार भरवामां उद्यमवंत रहेशे एवी तेओने अमारी भलामण छे।

**अवचूर्णि-ग्रन्थनी महत्ता.** आ अवचूर्णि श्रीसिद्धहेमचन्द्रशब्दानुशासनना प्रथमाध्यायना प्रथमपादना प्रथम सूत्रथी तृतीयाध्यायना प्रथमपादना अन्तिम-सूत्र सुधीनी छे।

सिंहासनादि अष्ट-महाप्रातिहार्यनी वास्तविक महत्ता जेम त्रिलोकनाथ भगवन्त तीर्थंकरोने आभारी छे तेम आ अवचूर्णिनी महत्ता श्रीसिद्धहेमचन्द्रशब्दानुशासनने आभारी छे, तेथी ते प्रधानतम-व्याकरणनी महत्ताने प्रथम पिछाणवी ए प्रासंगिक-निवेदननो आवश्यक विभाग छे।

प्रकाशन-कराता आ अवचूर्णिग्रन्थ-सम्बन्धमां रचनासमय, प्राचीनता समकालीन अभ्यासक, साहित्यसंरक्षणादि अने प्रकाशननी जरुरीयात विगेरे प्रकरणो जणावीने प्रस्तुत प्रकाशननी यथा-स्थित महत्ता दर्शावी गया छतां जे ग्रन्थने अवलम्बीने आ अवचूर्णि लखाई छे ते ग्रन्थनी महत्ता अवश्यमेव जाणवी जरुरनी छे।

कलिकालसर्वज्ञ भगवान् श्रीहेमचन्द्रसूरीश्वरजीए श्रीसिद्धहेमचन्द्रशब्दानुशासन नामना आ प्रधानतम व्याकरणग्रन्थने क्यारे रच्यो ?, कया संजोगोमां रचायो ?, जन्मप्रदेश-कार्यप्रदेश अने प्रचारप्रदेश तेओश्रीने केवी रीते सहायक बन्या ?, परम्पराए पुनीत वारसो केवी रीते मळ्यो ?; अने तेओश्रीने प्राप्त थयेलां कलिकालसर्वज्ञादि-बिरुदो तथा तेओश्रीए रचेला आ प्रधानतम व्या-करणनी विशिष्टताओ सम्बन्धी सम्पूर्ण प्रकाश पाडे तेवा भरचक भव्य प्रकरणोथी विभूषित शास्त्रप्रस्तावनानो साद्यन्त वांचन, मनन अने परिशीलनपूर्वक अभ्यास करवानी अभ्यासियोने अमारी भलामण छे।

---

१-जूओ-मुम्बई चातुर्मासिक नोंध अ. विभाग।

२-जूओ-श्रीसिद्धहेमचन्द्रशब्दानुशासन ग्रन्थनी शास्त्रप्रस्तावना, श्रीसि. हे. श. शासन-प्रथमविभाग, श्रीहेम-चन्द्रानन्दग्रन्थाब्धिः-ग्रन्थरत्न २, प्रकाशिका-श्रीसिद्धचक्रसाहित्यप्रचारकसमिति। प्रस्तुतप्रकाशननो आ-विभाग।

उपर सूचवेली प्रस्तावनाने वांच्या पछी कलिकालसर्वज्ञरचित-श्रीसिद्धहेमचन्द्रशब्दानुशासननी महत्तानी साथे साथे आ अवचूर्णिनी महत्ता पण आपोआप जणाइ आवशे ।

अमो ए आनन्दबोधिनी नामनी वृतिनी रचना करवामां आ अवचूर्णिना सारभूत रहस्यनो उपयोग करेलो छे, कारण के अन्यस्थळे न मळी शके तेवी अवचूर्णिकारनी अलौकिक कल्पनाओ आ ग्रन्थमां अमोए निहाली छे, तेथी ज तेनी महत्ता अनिर्वचनीय छे एम कहेवामां लेशभर अतिशयोक्ति जेवुं नथी ।

आ अवचूर्णि-ग्रन्थकारनी बीजी रचनाओ सम्बन्धि तपास करतां जणाय छे के

**अवचूर्णिकारनी सुयोजित एक विशेष रचना**

'श्रीहेमशब्दसंचय' नामनो ग्रन्थ पण प्रायः तेमनो रचेलो छे । आ ग्रन्थरत्न ४३६ पत्रमां सुन्दर-प्राचीन-लिपिबद्धपणे लखायेलो छे, अने ते पाटणना भंडार नं. ३-४ ( फोफलीया शेरीना अने आगली शेरीना भंडार )मां विद्यमान छे, एम जैन ग्रन्थावळीमां जैनभाषासाहित्यविभाग पृ. ३०३ उपर जणावेलुं छे । 'अमरचन्द्र' एवा नाममात्रथी आ ग्रन्थ पण तेओश्रीए रच्यो होय एम हाल तो अमे कल्पना करीए छीए, परन्तु निर्णय तो ए ग्रन्थने प्राप्त करीने जोया-तपास्या पछी ज करी शकाशे । ए ग्रन्थ सम्बन्धि विशेष कथन हमारा तरफथी थनारा भाविप्रकाशनमां करवामां आवशे ।

श्रीसिद्धहेमचन्द्रशब्दानुशासनने अनुलक्षीने रचायेलां-अवचूर्णिग्रन्थो विशेष प्रमाणमां मळी

**अवचूर्णि समविषयक ग्रन्थो—**

आवे छे, परन्तु आ प्रधानतम व्याकरणनी मुख्यतया बे वृत्तिओ छे, बृहद्वृत्ति अथवा तत्त्वप्रकाशिकाना नामथी प्रसिद्ध थयेल अने बीजी लघुवृत्तिना नामथी साहित्यसृष्टिमां सुप्रसिद्ध छे, ए बन्ने वृत्तिओ मूळ ग्रन्थकारनी ज अर्थात् स्वोपज्ञ रचेली होवाथी एमां साते अध्यायना सूत्रोनी संकलना एक सरखी ज करेली छे. विशेषतया करेली वृत्तिनुं नाम बृहद्वृत्ति अथवा तत्त्वप्रकाशिका अने संक्षेपतया करेली वृत्तिनुं नाम लघुवृत्ति आप्युं छे ते यथार्थ एटले गुणनिष्पन्न नाम ज आपेलुं छे एमां शंकाने स्थान ज मळी शकतुं नथी ।

श्रीसि. हे. श. शासननी लघुवृत्ति पर लखायेल अवचूर्णिओ पण घणी मळी आवे छे, पण लघुवृत्तिविषयक अवचूर्णिनो उल्लेख करवो ते अत्र अप्रासंगिक छे, कारण के प्रस्तुत प्रकाशनरूप आ अवचूर्णि तो बृहद्वृत्ति उपर रचायेली छे ।

आ अवचूर्णिनी समकक्षामां आवी शके तेवा स्वोपज्ञ-शब्दमहार्णवबृहन्न्यास, श्रीरामचन्द्रगणिकृत-श्रीलघुन्यास, श्रीधर्मघोषगणिवरकृत-श्रीलघुन्यास, श्रीकनकप्रभकृत-श्रीन्यासोद्धार कक्षापट्ट, दशपाद-विशेषविशेषार्थ, श्रीसौभाग्यसागरकृत-ढुण्ढिकबृहद्वृत्तिसारोद्धार आदि महान् ग्रन्थरत्नो छे ।

विशेषतः आ अवचूर्णिग्रन्थ कुशलशिल्पी-श्रीकनकप्रभकृत-न्यासोद्धारने लगभग मळतो छे, एटले नव पादनी अवचूर्णि अभ्यासीयोने न्यासोद्धारनी जेम अलौकिक-अलभ्य कल्पनाओ अने स्पष्टीकरणो जे पूरां पाडे छे ते अभ्यासकाळे स्वयमेव जणाई आवे छे ।

**अवचूर्णिग्रन्थस्थित विषयप्रदेश.**

आ अवचूर्णि-ग्रन्थमां श्रीशब्दानुशासनना प्रथमाध्यायना प्रथमपादना प्रथमसूत्रना अने वृत्तिना मंगलरूप श्लोकथी शरु करीने तृतीयाध्यायना प्रथमपादना अन्तिमसूत्र सुधी तत्त्वप्रकाशशिका अपरनाम बृहद्वृत्तिस्थपदो, उदाहरणो अने प्रत्युदाहरणोनी अनुक्रमे स्पष्ट व्याख्याओ तथा सफलीभूत-सुन्दर-साधनिकाओ स्थळे स्थळे नजरे पडे छे अभ्यासिओ आ ग्रन्थने अभ्यासनी नजरे निहाळे तो अवचूर्णिकारनुं सूत्रविषयक-सुन्दर-ज्ञान, वृत्तिस्थ-पङ्क्ति विज्ञान अने प्रायोगिक-प्रतिभा ठाम ठाम वलोणामां माखणनी जेम तरी आवे छे ।

आजुबाजुना अगर आगळपाछळना सूत्रोथी अने मत-मतान्तरोथी थता-थनारा प्रयोगोनी सिद्धि स्थळे स्थळे करी बतावी छे; जेमके नमूना तरीके-" समानानां तेन दीर्घः ॥ १ । २ १ ॥" ए सूत्रथी शरु थता पांच सूत्रोना भावार्थ अने मतमतान्तरने लक्ष्यमां राखीने २९ रूपो जणाव्यां छे । विस्तारपूर्वक जोवानी अभिलाषावाळाओए श्रीसिद्धहेमचन्द्र-शब्दानुशासनना प्रथम भागमां आनन्दबोधिनीवृत्तिना पृ. २६-पङ्क्ति ३७ थी ४४ अने पृ. २७ पंक्ति १ थी ३० सुधीनी पङ्क्तिओ अभ्यासपूर्वक विचारवी ।

आ ग्रन्थमां श्रीसि. हे. श.शासननी शरुआतथी तृतीयाध्यायना प्रथमपाद सुधीना एटले सवा बे अध्यायना अर्थात् नवपादनां सूत्रोने ज अवचूर्णिकारे अवचूर्णि करेली छे एम कहीए तो ते पण बराबर ज छे ।

उपरोक्त नवपादनां एकन्दर ८६४ सूत्रो छे, तेमांथी नवे पादना अनुक्रमे २-५-५-१४-१२-१२-१२-२१ अने २४ मळी कूल १०७ सूत्रोनी अवचूर्णि तो आ अवचूर्णिकारे करेली ज नथी । ए १०७ सूत्रनो सूत्रांक अने पृष्ठांक जाणवाना अभिलाषिओए परिशिष्ट नं. २ जोइ लेवुं । साधनिकाकवसरे आवतां सूत्रो जे नीचे टीपमां जणाव्या छे ते जोवानी सुलभता माटे परिशिष्ट नं. १ मां उणादिसहित साते अध्यायना सूत्रो अनुक्रमे आपवामां आव्यां छे ।

**ग्रन्थ प्रकट थतां थयेला लगभग पांच वर्ष.**

आ ग्रन्थना सम्पादननी शरुआत मुम्बईमां करवामां आवेली, ते अवसरे साथे साथे श्रीसि. हे. श.शासनना प्रथमविभागना सम्पादननी शरुआत पण करवानी हती; छतां शरुआतमां खम्भातथी मंगावेली ताडपत्रीय प्रति उपरथी आ अवचूर्णिनी प्रेसकॉपी करावीने तपासी जोया पछी भावनगरना श्रीमहोदय प्रेसमां आ ग्रन्थने छापवानुं काम सोंपवामां आव्युं । उपर जणाव्या प्रमाणे मुम्बईना चातुर्मासमां आरंभेला आ कार्यमां त्यार पछीना

---

१ जूओ-श्रीहेमचन्द्राऽऽनन्दग्रन्थाब्धिः-ग्रन्थरत्नम् २ ।

अमदावाद, खम्भात, घाटकोपर अने अंधेरीना ( करमचन्द जैन पौषधशाळाना ) चातुर्मास सुधीमां प्रूफ विगेरे आवक-जावकमां घणो ज समय व्यतीत थयो, तदुपरान्त खास करीने दरेक चातुर्मासमां धर्मोपदेश उपरान्त शासनहितवर्धक अनेक कार्योमां तथा श्री सि. हे. श. शासनना सम्पादनकार्यमां पण समय जतो होवाथी लगभग पांचमे वर्षे आ ग्रन्थने प्रकट करी शकायो छे ।

आ ग्रन्थने प्रकट थवाना विलम्बनुं कारण वांचनारनी समजमां आवे ए हेतुथी मुम्बईना थयेला शासनहितवर्धक कार्योनी विस्तारथी, तथा अमदावाद, खम्भात, घाटकोपर अने अंधेरीना ( वीलापालीना ) चातुर्मासमां थयेला शासनहितवर्धक-कार्योनी संक्षिप्त नोंध; आ ग्रन्थना अन्त भागमां आपेली छे ।

विशेषमां श्री सि. हे. श. शासनना प्रथम-विभागना सम्पादननुं काम पण सतत् चालु रहेतुं होवाथी अने तेने जल्दी प्रकट करवानो होवाथी आ ग्रन्थ प्रकट थवामां कांईक सहेतुक विलम्ब पण थयो छे; आवां सहेतुक अनेकविध-कारणोने ध्यानमां लेतां थयेलो विलम्ब योग्य-स्थाने ज थयेलो छे एम वांचकोने समजाववुं पडे तेम नथी ।

व्याकरणशास्त्रस्थित-प्रदेशोने नव-नवीन युक्ति-प्रयुक्तिए आ ग्रन्थ विशेषतया नवपल्लवित करतो होवाथी अने आ काम हवे जल्दी समाप्त करी आपवानी शेठ दे. ला. जैन पु. फंडना कार्यवाहकोनी वारम्वार विनंतिओ थती होवाथी चालु चातुर्मासमां अंधेरीना (वीलापालीना) शेठ करमचन्द हॉलमां ते प्रत्ये विशेष लक्ष्य आपीने आ ग्रन्थ सम्बन्धि-विषयानुक्रम, प्रासंगिक-निवेदन, अनुपस्थितसूत्रो आदि आ ग्रन्थनी सुन्दरतामां सहायीभूत-थनारां प्रकरणोने तैयार करीने आ ग्रन्थने प्रकट करवामां आव्यो छे ।

**प्रकाशनना प्रासंगिक-मददगारो—** प्रस्तुत प्रकाशनना सम्पादन-कार्यमां अत्यन्त उपयोगि-ताडपत्रीय-प्रति खम्भातथी लावी आपनार शेठ मूलचन्द बुलाखीदास अने मोहनलाल दीपचन्द चोकसीए पुण्यानुबन्धि पुण्य उपार्जन कर्युं छे ।

सम्पादन कार्यमां उपयोगी थई शके एवी आ ग्रन्थनी प्रेसकॉपी करावी मुद्रणकळाथी विभूषित बनावीने पुस्तकाकारे प्रकट करवानुं काम शेठ दे. ला. जैन पु. फंड तरफथी तेना कार्यवाहकोए कर्युं छे. अने ते फंडना नियम मुजब प्राचीन पुस्तकोनुं प्रकाशन तथा अभ्यासियोनुं पठन-पाठन अने परिशीलन वधे ते हेतुथी ओछी किम्मते वेचवानुं नक्की थयेल छे, तेथी ते फंडना समग्र कार्यवाहकोए पण अनहद पुण्य उपार्जन कर्युं छे । एवी ज रीते भविष्यमां पण प्राचीन साहित्यना प्रकाशनमां सुन्दर फाळो आपीने पूर्वाचार्यप्रणीत साहित्यनी सेवना करवामां ते कार्यवाहको हर-हमेश उद्यमवन्त रहो एवी अमारी शुभेच्छा वर्ते ए स्वाभाविक छे ।

सर्व–प्रकारनी सामग्रीओथी विभूषित थयेला आ ग्रन्थनी प्रेसकॉपी करवामां संशोधन योग्य स्थळोने शोधवामां, प्रूफ तपासवामां अने सम्पादन कार्यने सर्वथा सुशोभित बनाववामां स्वकीय साधनोद्वारा जेओए प्रत्यक्ष के परोक्ष सहायता समर्पण करवामां उदारता बतावी छे तेओ दरेकने आ तके स्मृतिपट पर लावीने आ निवेदनने समाप्त करवामां आवे छे।

साधनिकामां आवेला सूत्रोना सूत्रांकने टिप्पणीमां जणाववामां, संशोधन–सम्पादननी कार्य प्रसंगमां अज्ञानताथी, अने विश्ववन्द्य–वीतराग भगवन्तनी आज्ञा–विरुद्ध अथवा प्रातःस्मरणीय–सूत्रकार–कलिकालसर्वज्ञ–भगवान् श्रीहेमचन्द्रसूरीश्वरजीना तथा अवचूर्णिकारना आशय विरुद्ध लखाई गयुं होय ते सम्बन्धि 'दुष्कृत मिथ्या थाओ' एवी हार्दिक अभिलाषापूर्वक अत्र विरमुं छुं।

अन्तमां ग्रन्थना मुद्रण वखते कानो–मात्रा–अनुस्वार–अने विसर्ग विगेरे ऊडी गयां होय अगर अस्तव्यस्त थई गयां होय ते विवेकपूर्वक सुधारीने वांचवानी विवेकीयोने साग्रह भलामण करवामां आवे छे।

श्रीकरमचन्द्र-जैन-पौषधशाळा-घोडबन्दर-रोड (विलापार्ला) मुंबई नं. २४ वि. सं. २००१ शाश्वतसिद्धचक्राराधन–अवसरे आश्विनपूर्णिमा

श्रीतपागच्छगगनाऽर्हमणि–गीतार्थसार्वभौम-आगमोद्धारक श्रीवर्धमानजैनागममन्दिराद्यनेकसंस्थानिर्माणोपदेशक-संस्थापक-शासनसंरक्षक-श्रीआनन्दसागरसूरीश्वर–चरणचञ्चरीकः—
चन्द्रसागरः।

## ॥ पू. पंन्यासप्रवरश्रीना चातुर्मासिकनी नोंध ॥

प्रातःस्मरणीय–वैयाकरणकेसरि–सिद्धचक्राराधन–तीर्थोद्धारक-पूज्य–पंन्यासप्रवर–श्रीचन्द्रसागरजी गणिवरना चातुर्मासना स्थळोनी संक्षिप्त–नोंध ।

---

१ वि. सं. १९८४ अमदावाद–झांपडानी पोळ स्व. चन्दुलाल चुन्नीलालनुं मकान ।
२ „ „ १९८५ जामनगर–फूलीबाईना डहेलामां ।
३ „ „ १९८६ खम्भात–श्रीअमरचन्द्र–जैनशाळा ।
४ „ „ १९८७ चाणस्मा–श्रीजैनउपाश्रय ।
५ „ „ १९८८ मुंबई–भूलेश्वर–लालबाग–जैन उपाश्रय ।
६ „ „ १९८९ सुरत–गोपीपुरा, नेमुभाईनी वाडीनो उपाश्रय ।
७ „ „ १९९० रतलाम–थावरीयानो उपाश्रय ।
८ „ „ १९९१ महीदपुर–जैन उपाश्रय, श्रीशान्तिनाथना मन्दिर पासे ।
९ „ „ १९९२ उज्जैन–खाराकूआ, श्रीऋ. छ. नी पेढीनो उपाश्रय ।
१० „ „ १९९३ इन्दोर–पीपलीबाजार–जैन उपाश्रय ।
११ „ „ १९९४ राजगढ–जैन उपाश्रय ।
१२ „ „ १९९५ अमदावाद–झांपडानी पोळनो उपाश्रय ( पाठशाळा ).
१३ „ „ १९९६ पालीताणा–पन्नालाल बाबूनी जैनधर्मशाळा ।
१४ „ „ १९९७ मुम्बई–पायधुनी, श्रीगोडीजी जैन उपाश्रय ।
१५ „ „ १९९८ अमदावाद–नागजी भूधरनी पोळनो उपाश्रय ।
१६ „ „ १९९९ खम्भात–मूलचन्द बुलाखीदास–नानचन्दना मकानमां के जे हाल उपाश्रय तरीके वपराय छे ।
१७ „ „ २००० घाटकोपर ( मुम्बई ) देरासर पासेनो, जैन उपाश्रय ।

१८ ,, ,, २००१ वीलापार्लो ( अन्धेरी-मुम्बई ) करमचन्द्र जैन पौषधशाळा ।

वि. सं. १९८४ ना वैशाक वद ६-श्रीतीर्थाधिराजराजेश्वर-श्रीआदिनाथगादीनशीन-दिवसे, प्रातःकाले विजयमुहूर्त्ते, अमदावाद मुकामे झांपडानी पोळना श्रीआदीश्वर जैनमन्दिरनी पाछळना उपाश्रयमां **प्रातःस्मरणीय-पूज्यपाद-आगमोद्धारक-आचार्य-श्रीआनन्दसागरसूरीश्वरजीना** वरदहस्ते दीक्षा थइ. संसारीपणानुं नाम पटवा चीमनलाल जेशिंगभाइ हतुं. दीक्षा समये मुनिश्री चन्द्रसागर नाम राखवामां आव्युं, आनन्दमंगळपूर्वक दीक्षा थई; अने जेठ वद ५ ना दिवसे उपस्थापना थइ. त्यारपछी तेओश्रीना वरद हस्ते अनुक्रमे पालीताणामां वि. सं. १९९७ ना मागसर सुद ५ना दिवसे गणिपद, अने मागसर सुद ९ना दिवसे पंन्यास पद समर्पण थयां ।

उपरना बधा चातुर्मास सम्बन्धी विगतवार हकीकत अन्य स्थळे विस्तारथी आपवामां आवशे. परन्तु आ सि. हे. अवचूर्णि अने श्रीसिद्धहेमचन्द्रशब्दानुशासन जेवा प्रधानतम व्याकरणना संशोधन, सम्पादन, वृत्तिनी रचना, प्रेसमेटरनी तैयारी अने प्रूफसंशोधनादि कार्यो मुम्बई, अमदावाद, खम्भात अने घाटकोपर, अंधेरीना छेल्लां पांच चातुर्मासमां थयेलां छे. उपर जणावेलां सर्व कार्योनी साथे साथे बीजा पण जे जे शासनहितना कार्यो थयां तेनी, अने चालु प्रसंगने संम्बध राखनारी जे कंई शासनहित प्रवृत्ति थई ते बधानी संक्षिप्त नोंध अहीं आपवामां आवे छे; अर्थात् वि. सं. १९९७ ना मुम्बाइ-चातुर्मासथी संक्षिप्त नोंधनी शरुआत कराय छे ।



# ॥ मुंबाइनुं चातुर्मास ॥

## वि० सं० १९९७.

### पायधुनी, श्री गोडीजी पार्श्वनाथ जैन श्वे० मन्दिरनी पाछळना भागनो उपाश्रय.

**नोंध**—श्री सिद्धक्षेत्र पालीताणाना चातुर्मासनी पूर्णाहुतिना पूनित प्रसंगोने पूर्वरंग तरीके जणावीने मुंबाइ चातुर्मासनी संक्षिप्त नोंध शरु कराय छे. गणिपद–पंन्यासपदारोपण-समये माळवादि संघनुं आगमन, घोघा–भावननर थई श्री भोयणी–तीर्थे सामुदायिक–शाश्वत–आराधन, सि० हे० श० अवचूर्णि, सूत्रकृताग, श्रीसिद्धहेमचन्द्रशब्दानुशासनना सशोधन-संपादनादि अने शासनहितवर्धक स्तुत्य प्रसंगो शरु कराय छे.

संचयकार

प्रातःस्मरणीय-पू. आगमोद्धारक-आचार्य-**श्रीआनन्दसागरसूरीश्वर**ना विद्वान्शिष्यरत्न–सिद्ध-चक्राराधन-तीर्थोद्धारक पू. पंन्यासप्रवर-**श्रीचन्द्रसागरचञ्चरीक-पं. श्रीहीरसागरजी.**

श्रीसिद्धहेमचन्द्रशब्दानुशासननी तत्त्वप्रकाशिका उपर रचायेला आ अवचूर्णि–ग्रन्थने अने श्रीतत्त्वप्रकाशिका अने श्रीआनन्दबोधिनी–नामनी वृत्तिद्वय–सहित श्रीसिद्धहेमचन्द्रशब्दानुशासनना कारक पर्यन्तना प्रथम भागने बहार पाडतां ए कामनी शरुआतथी आज सुधीमां केटलो समय व्यतीत थयो अने मुश्केलीओ वेठीने पण शासनहितवर्धक कार्यो थयां ते बाबतमां जरुर पूरतुं अत्रे जणाववामां आवे छे ।

वि. सं. १९८४ ना वैशाख वद ६ ना रोज गुरुदेव पूज्य पंन्यासप्रवरनी दीक्षा थई, त्यारपछी अढार वर्षना चातुर्मासना स्थळो अने ते दरेक चातुर्मासमां थयेलां शासनहितवर्धक-कार्यो विगेरेनी नोंध जरूर पडती आपीने बाकीनी नोंध अन्यत्र आपवामां आवेल छे ।

अवचूर्णि–ग्रन्थनुं संपादन–संशोधन तथा श्रीसिद्धहेमचन्द्र–शब्दानुशासनना प्रथम विभागना संशोधन–सम्पादन अने श्रीआनन्दबोधिनी–वृत्तिनी रचना वगेरे कार्योनी शरुआत वि. सं. १९९७ मां करवामां आवेली ते दरेक कार्यो समाप्त करीने आजे वि. सं. २००१ मां आ अवचूर्णि–ग्रन्थने अने 'श्रीसिद्धहेमचन्द्रशब्दानुशासनम्' महान् ग्रन्थने ते ते संस्थाओ द्वारा बहार पाडी शक्या छीए एज आनन्दनो विषय छे । आ कार्यमां वीतेला लगभग पांच वर्षना गाळामां पण आ कार्यना निमित्तनी आडमां कोईपण शासनहितवर्धक–कार्य करवामां पूज्यश्रीए

ऋणप आववा दीधी नथी अगर पाछी पानी करी नथी, अने तेथी ज प्रासंगिक–शासनहितवर्धक कार्यो आ प्रकरणमां जणावाय छे ।

आटला लांबा समये पण प्रकाशित थतां आ बन्ने ग्रन्थनी पाछळ विघ्नोनी परम्परारूप आवी पडेली मुश्केलीओ, क्लिष्ट–प्रतिकूळ संयोगो अने परिमित–साधनोने लईने आवी पडेली अगवडो वेठीने तथा साधुजीवन–चर्याना पोषक–विहारादि कार्यो करतां रहीने पण पूज्य गुरुवर्यश्रीए अपूर्व श्रद्धाबळथी आरम्भेला आ शुभ कार्यनी पाछळ पोतानो अविरत–परिश्रम चालु राख्यो त्यारे ज आ ग्रन्थना प्रकाशननी अभिलाषा आजे सफळ थइ शकी छे ।

## वि. सं. १९९७ना मुम्बईना चातुर्मासनो पूर्वरंग ।

श्रीसिद्धक्षेत्र जेवा पवित्र–तीर्थस्थानमां सं. १९९७ ना प्रारम्भमां पूज्य गुरुदेवने श्रीभगवती–सूत्रना योगोद्वहननी शुभ–क्रियाओ समाप्त थवा आवी हती । ते अवसरे ए योगोद्वहननी समाप्तिना सूचक–**गणिपद–समर्पणनुं मुहूर्त्त सं० १९९७ ना मागशर शुद ५ नुं अने पंन्यासपद–समर्पणनुं मुहूर्त्त मागसर शुद ९ नुं** निश्चित्त थयुं हतुं । वळी पूज्य गुरुदेवने आ योगोद्वहननी क्रियाओ करावनार **स्व० पू० पं० श्रीक्षमासागरजी गणिवरने उपाध्याय पद समर्पण करवानुं मुहूर्त्त पण ते ज दिवसे हतुं.** उपरोक्त त्रणे पदना समर्पणनी क्रियाओ शासनसंरक्षक–शैलानानरेशप्रतिबोधक–वर्द्धमान जैनागम–मन्दिर–संस्थापक **आगमोद्धारक–आचार्यदेवेश–पूज्य–श्रीआनन्दसागरसूरीश्वरजीना** वरद हस्ते पन्नालाल बाबूनी धर्मशाळाना विशाळ चोगानमां बांधवामां आवेला सुशोभित मंडपमां थई हती ।

आ पद्वी–प्रदान–प्रसंगे अष्टाह्निका महोत्सव, शान्तिस्नात्र अने स्वामीवात्सल्य–संघजमण अनुक्रमे दानवीर **शेठ मोहनलाल छोटालाल, संघवी पोपटलाल धारशीभाई नगरशेठ; अने शेठ गिरधरलाल छोटालाल तरफथी** लगभग चार हजारना खर्चे थवानुं निश्चित थवाथी ते संबन्धी कुंकुमपत्रिकाओ घणे स्थळे पहोंचाडवामां आवेली होवाथी अमदावाद वगेरेथी तथा नजीकना गामोमांथी केटलांक माणसो तो आव्यां हतां. परन्तु पूज्य गुरुदेवना असीम–उपकारथी उपकृत थयेला माळवादेशना खास करीने उज्जैन–महिदपुर–राजगढ वगेरे नगरना संघोमांथी संभावित श्रावक–श्राविकाओनी ४०० उपरांत संख्यामां एक स्पेशीयल ट्रेन पण आवी हती । आ प्रसंगे आवनाराओने तीर्थयात्रानो लाभ पण मळेलो होवाथी तेओने तो "एक पंथने दो काज" नी जेम बन्ने लाभनी प्राप्ति थई हती ।

पद्वी–प्रदाननी समाप्ति थतां अनेक गामना संघो तरफथी तथा केटलीएक व्यक्तिओ तरफथी पदवीधरोनी उपर गरम कंबळो अने कपडांनी विशाळ–वृष्टि नजरे निहाळाती हती । आ प्रसंगने वधु उज्ज्वळ बनाववा माटे धर्मशाळाना, आगममन्दिरना, शेठ आणन्दजी

कल्याणजीनी पेढीना माणसोने, पंडितो अने मास्तरोने यथायोग्य प्रीतिदान देवामां तथा पूज्य साधु–साध्वीओने प्रव्रज्याविधानकुलक नामना ग्रन्थनुं सादर समर्पण करवामां शेठ मोहनलाल छोटालाले रु. ८०० उपरांतनो सद्व्यय कर्यो हतो. श्रीफळनी प्रभावना अने श्री दशवैकालिकसूत्रनी प्रभावना उज्जैननी शेठ ऋषभदेवजी छगनीरामजीनी पेढीना सद्गृहस्थो तरफथी करवामां आवी हती ।

आ पद्वीप्रसंगना महोत्सवनी समाप्ति थया बाद आगमोद्धारक पूज्य गुरुदेवनी आज्ञा मेळवीने तळाजा वगेरे नजदिकना तीर्थ–क्षेत्रोनी यात्रार्थे पूज्य पंन्यासजी महाराजे पोताना परिवार सहित पालीताणाथी विहार कर्यो. ९–१० दिवसमां यात्रा करतां करतां भावनगर पहोंचवानी तैयारी थई. ते अवसरे मुम्बईनी श्रीगोडीपार्श्वनाथ-जैनमन्दिरनी श्रीविजयदेवसूर-संघनी पेढीना ट्रस्टीओ शेठ भायचन्द नगीनभाई झवेरी, तथा पानाचन्द रूपचन्द झवेरी ए बन्नेए पालीताणा आवीने पूज्य आगमोद्धारक आचार्यश्रीने विनंति करी के पं. श्रीचन्द्रसागरजीने आवतुं चातुर्मास मुम्बई करवानी आज्ञा आपवानी कृपा करो. पूज्य पंन्यासजीनी योग्यता जाणीने पूज्य आचार्यश्रीए तेओनी आग्रहभरेली विनन्तिनो स्वीकार कर्यो अने ते बाबतनो आज्ञापत्र लखी आप्यो, ते लइने ते बन्ने ट्रस्टीओ घोघानी नजीकना खरशालीया गाममां पंन्यासजीने मळ्या; अने आज्ञा-पत्र बतावी विचारविनिमय करीने मुम्बईना चातुर्मासनी जय बोलावीने त्यांथी तेओ रवाना थया, अने पंन्यासजी महाराज भावनगर पधार्या । भावनगरना श्रीसंघे भावभीनो सत्कार कर्यो, श्रीफळनी प्रभावना थई; अने सात दिवस सुधी व्याख्यानवाणीनो सारो लाभ श्रीसंघे लीधो ।

पूज्य पंन्यासजी महाराजना उपदेशथी आ सालनी चैत्रमासनी आयंबीलनी ओळी भोयणी तीर्थमां करावधानुं आमंत्रण श्रीसिद्धचक्र आराधक समाजने मळ्युं हतुं, तेथी सि. आ. समाजना कार्यवाहकोए आराधना करावधा माटे तथा सि. आ. समाजनी आर्थिक स्थितिने सद्धर बनाववा माटे पूज्य पंन्यासजी महाराजने भोयणी पधारवानी अत्यन्त आग्रहभरेली विनंति करेली होवाथी तेनो स्वीकार करीने भावनगरथी विहार करी जैन वस्तीवाळां मुख्य मुख्य स्थानोमां विचरतां विचरतां अमदावाद थईने पूज्य पंन्यासजी महाराज पोताना शिष्य–प्र-शिष्यादि परिवार सहित भोयणी तीर्थे पधार्या । सि. आ. समाजनी विनंतिथी विजयलाव-ण्यसूरिजी पण पोताना शिष्य–प्रशिष्यादि परिवार सहित आ प्रसंगे भोयणी तीर्थे पधार्या हता । नवपदनी आराधनानो लाभ ११००० उपरांत जैनोए लीधो हतो. तेमां २००० नी संख्या तो विधिपूर्वक ओळीनुं आराधन करनाराओनी हती । नवे दिवस आयंबील अने पूजा उपरांत भगवान् श्रीमहावीर–जन्म-कल्याणक, रथयात्रा–महोत्सव अने चैत्री पूनमना देववन्दन, साधर्मिक-वात्सल्यादि धार्मिक कार्यो पण करवामां आव्या हतां. यात्रालुओने माटे पण जमवानी अने उतरवानी सगवड करेली होवाथी तथा एकमने दिवसे पारणा अने स्वामिवात्सल्य करवामां

आवेलां होवाथी ओळी सिवायना पण माणसोए आ प्रसंगनो लाभ लीधो हतो। भोयणी तीर्थमां करावेली आ आराधना वगेरेना शासनप्रभावनाना कार्योमां सि. आ. समाजने बधो मळीने रु. ११००० उपरांत खर्च थयो, तेमां आमंत्रण आपनारे रु. ६००० आप्या हता अने चालु फंडमां रु. २००० उपरांतनी मदद मळवाथी रु. ३००० नी घट पडी तेनी पूर्ति **दानवीर शेठ माणेकलाल चुनीलाले** करी आपी हती। जिंदगी पर्यन्तना सभासदोनी (लाइफ मेम्बर) तथा चालु फंडनी आवक भोयणी तीर्थमां लगभग रु. २५००० नी थइ तेथी सि. आ. समाजनी स्थिति घणी संगीन बनवा पामी।

त्यार पछी मुम्बई जवा माटे भोयणीथी विहार करीने **साचादेव श्रीसुमतिनाथनी यात्रार्थे मातर मुकामे जे दिवसे पूज्य पंन्यासजी महाराज सपरिवार** पधार्या ते ज दिवसे अमदावादथी साचा देवनी यात्राए त्रणसो माणसोनुं आगमन थयुं हतुं, अने आंगीपूजा भावना तथा जमणनो सर्व खर्च **दानवीर शेठ मोहनलाल छोटालाल** तरफथी करवामां आव्यो हतो।

मुम्बईना गोडीजीना उपाश्रयमां जेम पूज्य पंन्यासजीना चातुर्मासनो निर्णय थयो हतो तेम लालबागना उपाश्रयमां विजयरामचन्द्रसूरिजीना चातुर्मासनो निर्णय थयो हतो, ते अवसरे तिथिमन्तव्यना भेदथी तपागच्छमां वैमनस्य फेलाई रह्युं हतुं. छतां मुम्बईमां तिथिमन्तव्यनी प्राचीन अने परम्परागत–प्रणालिकाने अनुसरनाराओनो मोटो वर्ग हतो अने ते श्रीगोडीजीने उपाश्रये जवाना वलणनो हतो अने परम्पराविरुद्धनी नूतन–प्रणालिकाने अनुसरनारानो नानो वर्ग हतो ते लालबागने उपाश्रये जवाना वलणनो हतो। मातरथी विहार करीने पंन्यासजी महाराज ज्यारे सुरत पधार्या त्यारे विजयरामचन्द्रसूरिजी पूनेथी घाटकोपर पधारी गया हता, ते अरसामां मुम्बईमां हुल्लड फाटी निकळेलुं होवाथी विजयरामचन्द्रसूरिजी लालबाग नहि पधारतां घाटकोपर चोमासुं करवाना छे माटे पू. पं. चन्द्रसागरजीए पण श्रीगोडीजी नहि पधारतां अन्य स्थळे ज चातुर्मास करवुं जोईए एवो प्रयत्न केटलाको[1] तरफथी पत्रद्वारा तथा माणसद्वारा करवामां आव्यो. आ संबन्धी सलाह लेवा योग्य व्यक्तिओनी सलाह लेवाथी एम नक्की थयुं के–" घाटकोपर तो मुम्बई ज गणाय अथवा तो लालबागथी ११–१२–माइल ज दूर होवाथी एकदम जइ पण शकाय माटे आ संबन्धमां हाल तो सुरतथी विहार करवो ज अने वापी गया बाद आगळ वधवुं के केम ते बाबतमां ते वखतना संयोगो जोईने निर्णय करवो।"

उपर प्रमाणेनी सलाह मळवाथी पूज्य पंन्यासजी सुरतथी विहार करीने वापी–दम्मण

---

१–आवो प्रयत्न करनाराओ आन्तरिक हेतु होवानु अनुमान थतुं हतुं के तिथिमन्तव्यनी प्राचीन प्रणालिकानुं समर्थन करनार समर्थमुनिनो मुम्बईमां अभाव होय तो अर्वाचीन नूतनप्रणालिकाने अनुसरनाराओनो समुदाय वेग आपवापूर्वक वधारी शकाय, अगर आपणा वलणमां खेंची शकाय।

पधार्या, त्यारे मुम्बईथी वापी जइने गोडीजीथी पेढीना ट्रस्टीओ स्व. **शेठ नेमचन्द अभयचन्द झवेरी, शेठ भायचन्द नगीनचन्द झवेरी, शेठ बबलचन्द केशवलाल मोदी, शेठ सौभाग्य-चन्द उमेदचन्द सोलीसीटर, शेठ दुल्लभदास भावनगरवाळा; अने शेठ पानाचन्द रूपचन्द झवेरीए** पूज्य पंन्यासजीने जणाव्युं के हालमां मुम्बईनुं वातावरण शान्त थतुं जाय छे, तेमज विजयरामचन्द्रसूरिजी घाटकोपरने पडतुं मूकी लालबाग ज चोमासुं करवाना छे माटे अत्रेथी विहार करीने आप पण हवे जलदी मुम्बई पधारो एवी अमारी विनंति छे ।

## सं. १९९७ नुं मुम्बईनुं चातुर्मास.

पू. पन्यासजी आदि वापीथी विहार करीने मुम्बई आवतां रस्तामां आवता घोलवड, दहाणुं वगेरे गामोमां उपदेश आपतां अनुक्रमे **श्रीअगाशी** पधार्या त्यां मुम्बईना सम्भावित गृहस्थो तरफथी आंगी–पूजा–भावना अने स्वामिवात्सल्य थयां हतां । **मलाड मुकामे शेठ मगनलाल लालजीभाई हरजीभाईए पोताना चन्द्रनिवास नामना** बंगलामां पूज्य पंन्यासजीने उतारो आपीने आंगी–पूजा तथा स्वामिवात्सल्यनो लाभ लीधो हतो. अन्धेरीमां प्रवेश महोत्सव अने प्रभावना थयां. **सान्ताक्रूजमां शेठ बबलचन्द केशवलाल मोदीए पोताना बंगलामां** प्रवेश–प्रभावना अने दर्शनार्थे आवनाराओनी स्वामिभक्तिनो लाभ लीधो हतो. त्यांथी दादर, भायखाला, थईने सेन्डहर्ट रोडना उपाश्रये आववानुं थयुं, कारण के सामैयानी शरुआत अहींथी थवानी हती । मुम्बईमां हजी पण हुल्लडनी सर्वथा शान्ति थई न हती छतां पण सामैयामां भाग लेवा श्रावक–श्राविकानी भरचक हाजरी थई गई हती । सामैया सहित आगळ चालतां लालबागमांना जैन॰ मन्दिरे दर्शन करीने भूलेश्वर, झवेरी बजार आदि स्थळोए थईने पूज्य पंन्यासजी महाराजादि ९ ठाणाए गोडीजीना उपाश्रयमां प्रवेश कर्यो । प्रवेशनो दिवस आसाड सुद ४ ने शनिवारनो हतो, ते दिवसे अमृतसिद्धियोग, राजयोग अने कुमारयोग होवाथी ए त्रितययोगना प्रभावथी आ ऐतिहासिक–चातुर्मासमां अनिर्वचनीय शुभ कार्यो निर्विघ्ने थई शक्यां छे।

पूज्य पंन्यासजी महाराजे पर्वदिवस सिवायना रोजना चालु प्रथम व्याख्यानमां सूत्रकृतांग-सूत्रनुं द्वितीय अध्ययन अने भावनाधिकारमां समराइच्चकहा शरू कर्यां ।

## चातुर्मासमां देव–ज्ञान–साधनादि–द्रव्यनी वृद्धि साथे थयेलां शुभकार्योनी मुख्य–नोंध ।

श्रीसूत्रकृतांगसूत्र समराइच्चकहा वहोराववानी बोलीना तथा नवकार मंत्र अने अक्षयनिधिना तपमां थयेली उपजना — रु. ३०००)

रोजनी गहुंली तथा ज्ञानपूजनना अने आखा चातुर्मासना ज्ञानपूजनना — रु. २०००)

श्रीनवकार मंत्र तथा नवपदनुं आलेखन यंत्रपटमां चांदी तोला १३०० तथा मजुरीना आशरे रु. १८००)

नवकारमंत्र अने अक्षयनिधि तपनुं आराधन करनाराओनी टोळीना जमण खर्चना रु. ३२००)

पर्युषणमां सुपनानी बोलीना तथा भा. सु. पांचमना वरघोडानी बोलीना रु. ९०००)

श्रीपालना रासना दर्शनीय—पट्टोनी टीपना रु. १८२७)

श्री सिद्धहेमचन्द्र—व्याकरण प्रकट करवा माटेनी टीपना रु. ८५३९)

उज्जेनना नवा उपाश्रय माटे शेठ मगनीरामजी मांगीलालजी शिरोलीया तरफथी रु. ५००१)

श्री सिद्धचक्र आराधक समाजना नवा मेम्बरो वधार्या तेना रु. ९०००)

माळवादेश माटे साधारण खातानी टीपना रु. १७००)

उमरावती शहेरना साधारण खातानी टीपना रु. २००)

पालेजना गामना उपाश्रयनी टीपना रु. १०००)

उज्जेन अने महिदपुरना ज्ञानमन्दिरो माटे कबाटोनी टीपना रु. ४५०)

श्री पार्श्वनाथ जन्मकल्याणकने दिवसे गोडीजीने देरेथी दर साल वरघोडो काढवा माटे वेरावळना शेठ लीलाधर गुलाबचन्द तरफथी अनामत— रु. २०७३)

उज्जेनना आयंबील खातामां कायम तिथिओ नोंधाववाना रु. ३२००)

श्री नवपद लक्ष्मीनिवास—उज्जैन ए नामनी जैनधर्मशाळा बंधाववा सारु शेठ चुनिलाल लक्ष्मीचन्द संघवी तरफथी रु. ८७००)

श्री सिद्धचक्र आराधक समाजद्वारा पानसर तीर्थमां श्री सिद्धचक्रनी आराधना करावावा माटे डाभलानिवासी शेठ सोमचन्द्र लालचन्द तरफथी रु. ८५००)

शान्तिस्नात्र, जलयात्राना वरघोडानी उपज अने स्वामीवात्सल्यना रु. ३३००)

मुम्बईना श्री वर्धमानतप आयंबिल खातानी टीपमां रु. ३२००)

नवकारमंत्रनी आराधना करनाराने जर्मनसील्वरना पवालानी प्रभावना एक सद्गृहस्थ तरफथी रु. १७५)

पुस्तको तथा पुस्तको राखवानी पेटीओ विगेरेना रु. १०००)

पर्युषणमां तपस्विओने चांदीना पवालानी, रुपीयानी अने श्रीफळनी प्रभावनामां तथा पोसातीना पारणामां मनुभाई मूळचन्दवाळा शेठ चीमनभाई तरफथी रु. १२००)

मागशर वद ९–१०–११ नी आराधना एकासणा जुदी जुदी व्यक्तिओ तरफथी तथा पारणा शेठ जमनादास मोनजी तरफथी थयां तेना रु. ५००)

वर्धमान जैनागम मन्दिर पालीताणानी अर्धी देरीना रतलामना श्री सिद्धचक्र-मित्रमंडळ तरफथी ( अर्धी देरी भावनगरवालानी हती ) रु. १७५०)

मुम्बई चोपाटी उपर श्री कल्याण पार्श्वनाथजीनी प्रतिष्ठा प्रसंगना वरघोडा, महोत्सव, पूजा अने स्वामीवात्सल्यना खर्चना रु. ८०००)

आ प्रतिष्ठाना कार्यमां मुख्यतया भाग लेनारा भावनगरनिवासी शेठ मोहनलाल ताराचन्द, राजनगरनिवासी शेठ मोहनलाल मगनलाल खाडु, पाटणनिवासी शेठ डाह्याभाई छगनलाल वालचन्द अने राधनपुरनिवासी शेठ कान्तिलाल बकोरदास हता । तेओश्रीए उपरनी प्रतिष्ठा प्रसंगे भगवानने बेसाडवानी बोलीना विगेरेना घी मण चार हजारने आशरेना रु. १२०००)

विहार वखते गोडीजीना परचुरण माणसो विगेरेना प्रीतिदानना अपाव्यां रु. २५०)

उज्जेन हडमतवागनी देरीना जीर्णोद्धार माटे श्री गोडीजी पेढी तरफथी नक्की करेला रु. ७५०)

मुम्बईथी चातुर्मास पूरुं करीने अगाशी गया त्यारे आंगी, पूजा अने प्रभावना वगेरे खर्चना श्री गोडीजीना ट्रस्टीओ तथा आगेवानो तरफथी रु. १३०)

रु. १०१४४५)

सात क्षेत्रना पोषक अने शासनहितवर्धक कार्यो पाछळ एक लाख उपरांत चपळ लक्ष्मीने अचळ बनाववाने शुभ प्रयत्नो उदारचित्त श्रमणोपासक-वर्गे कर्यो ते पण अनुमोदनीय प्रसंग छे.

आ उपरांत दयामन्दिरमां वेरावळनिवासी शेठ लीलाधर गुलाबचन्दे चातुर्मास बदलावी व्याख्यान, पूजा, प्रभावना अने रात्रिजागरणनो लाभ लीधो तथा श्रीपार्श्वनाथ जन्मकल्याणकनो वरघोडो दरवर्षे नियमित काढवाने माटे श्री गोडीजीनी पेढीने रु. २०७३ अर्पण कर्या ।

मागशर वद ९-१०-११ ए त्रण दिवसनी आराधनाने प्रसंगे श्रीसंघ तरफथी त्रण दिवसना एकासणां तथा पारणां थयां अने शेठ लीलाधर गुलाबचन्द तरफथी श्रीपार्श्व जन्मकल्याणकनो रथयात्रानो महोत्सव अभूतपूर्व प्राथमिकपणे शरू थयो ।

कोटना श्रीशान्तिनाथना देरासरमां अट्ठाइमहोत्सव अने शान्तिस्नात्र होवाथी पूज्य पंन्यासजी महाराज त्यां आठ दिवस रोकाईने भायखले पधार्या, त्यां महाप्रभावक श्रीआदीश्वर भगवाननी वर्षगांठ होवाथी अट्ठाइमहोत्सवने अंगे आठ दिवसनी स्थिरता करी. स्थिरता दरम्यान पूज्य पंन्यासजी महाराजे पोताने चालती वर्धमान तपनी ५८मी ओळीने अन्ते छट्ठ करीने वि. सं. १९९८ना मागशर सुद ७ ता. २३-१०-४१ना रोज पारणुं कर्युं ते अवसरे पायधुनी परथी

